# સરસ્વતીચંદ્ર

નાટકનો ટુંક સાર તથા ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## નકુભાઇ કાલુભાઈ શાહ.

માલેક-શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

સંવત્ ૧૯૮૬ નકલ ૨૦૦૦ સને ૧૯૩૦

આ ચોપડી શ્રી "જૈન" એડવોકેટ પ્રિન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી ઘીકાંટાવાડી-અમદાવાદ.

કીંમત ૩ આના.

## શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સરસ્વતીચંદ્ર.

## નાટકનો ટુંકસાર તથા ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**નકુભાઇ કાલુભાઇ શાહ.**

માલીક—"શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-

માસ્તર થીએટર—અમદાવાદ


વિક્રમ સંવત ૧૯૮૬ ઇ. સ. ૧૯

આવૃત્તિ ૧૩ મી પ્રત ૨.


કીંમત ૩ આના.

૧૫૩૩૯૪

# મુખ્ય પાત્રોનાં નામ

---

## પુરૂષ પાત્રો.

સરસ્વતીચંદ્ર ... ... મુંબઇના એક લક્ષાધિપતીનો પુત્ર

ભુપસીંહ ... ... સુવર્ણપુરનો રાજા

બુદ્ધીધન ... ... સુવર્ણપુરનો અમાત્ય

પ્રમાદ ધન ... ... તેનો પુત્ર કુમુદનો પરણેલો પતિ

શઠરાય ... ... સુવર્ણપુરનો દુષ્ટ કારભારી

દુષ્ટરાય ... ... શઠરાયનો દુષ્ટ પુત્ર સુવર્ણપુરીનો કામદાર

મેરૂલો }
માવો } શેઠના નીચ નોકરો

નરભેરામ ... ... એક નીતીમાન મુત્સદી

વિદ્યાચતુર ... ... કુમુદના પિતા

ચંદ્રકાંત ... . . સરસ્વતીનો મીત્ર

વિષ્ણુદાસ ... ... સુન્દરગીરીના મહન્ત

વાણીઓ ... ... સુવર્ણપુરનો એક વેપારી

સીપાઇઓ, લુટારાઓ જોગી વીગેરે

# સ્ત્રી પાત્રો.

---

કુમુદસુંદરી ... રત્નપુરીના પ્રધાનની પુત્રી સરસ્વતીચંદ્ર જોડે વેવિશાળ થયેલું પણ બાપના ઠપકાથી તે ઘર છોડી જતાં પ્રમાદ જોડે પરણેલ પ્રેમની ત્રિશંકુગતા ભોગવતી હિંદુ સ્ત્રી

કુસુમ ... ... કુમુદની નાની બ્હેન

સૌભાગ્યદેવી ... ... બુદ્ધિધનની સ્ત્રી કુમુદની સાસુ

અલકકીશોરી ... ... તેની પુત્રી કુમુદની નણંદ

રૂપાળી ... ... દુષ્ટરાયની સ્ત્રી

ખલકનંદા ... ... તેની નણંદ દુષ્ટરાયની બેહેન

વનલીલા ... ... કુમુદની શુદ્ધ બેહનપણી

સુંદર ... ... કુમુદની કાકી

પદમાવતી ... ... સુવર્ણપુરીની એક વેશ્યા

વાણીયણ ... ... વાણીયા વેપારીની સ્ત્રી

સાહેલીઓ કંનનીઓ, જોગણો વીગેરે

સ્થળ—સુવર્ણપુર, રત્નપુર અને સુંદરગીરી

ૐ શ્રીહરિ

# સરસ્વતીચંદ્ર નાટકનો ટુંક સાર.

## ભુમિકા.

સદ્‌ગત સાક્ષર ગોવર્ધનરામની નવલકથા ગુજરાતથી એટલી જાણીતી છે કે તે ઉપરથી ઉપજાવી કાઢેલા નાટકના પૂર્વ વૃત્તાંતને લખવાની આવશ્યકતા જણાતી નથી, પરંતુ આ ભૂમિકા આપણને જે ભુમિ બતાવે છે તે એજ છે કે આ નાટક નવલકથાને કેટલો ભાગ મૂકી દઈ ક્યાંથી શરૂ થાય છે. તે આપણે માત્ર થોડા શબ્દોથીજ જાણી શકીશું–મુંબઇના શ્રીમંત ગૃહસ્થ લક્ષ્મીનંદનનો પુત્ર સરસ્વતીચંદ્ર નવી માતા ગુમાનના ભરમાવ્યાથી પિતાએ આપેલા ઠપકા માટે ઘર છોડી નીકળી પડયો છે. તે ... ઇચ્છા ... નીકળી રત્નપુર જનાં પ્રધાન વિદ્યાચતુરની પુત્રી સાથે પોતાનું વેવીશાળ થયું હતું ત્યાં જવાના હતો. પરંતુ ભાગ્ય સંયોગે તેને ન જવામાં કેટલાક વિઘ્નો ઉભા કર્યા અને આ રત્નપુર જાય તે પહેલાં તો તેના ઘર છોડી જવાના સમાચાર સાંભળી વિદ્યાચતુરે પોતાની પુત્રી કુમુદસુંદરીના લગ્ન સુવર્ણપુરીના અમાત્ય બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન જોડે કરી આપ્યાં હતા રત્નપુર જતાંજ સરસ્વતીચંદ્રને ખબર મળી એટલે કોઇને પણ ન મળતાં ઘરમાંથી નીકળી પડયો અને એક દિવસે જેણે હૃદયની પ્રિતમ કરી પુજી છે; છે, તેના આખરી દર્શન કરવા સુવર્ણપુર ગયો ત્યાર પછી આપણા નાટકનો પ્રારંભ થાય છે.

# પ્રારંભ પ્રાર્થના

**પ્રવેશ ૧**—આજે શીવરાત્રી છે, કલ્યાણકારી સદાશીવના જન્મ મહોત્સવ સાથે નાટકનો પ્રારંભ થાય છે. સરસ્વતીચંદ્ર સુવર્ણપુર આવેલો છે અને બુદ્ધીધને બંધાવેલા શીવાલયમાં દર્શન કરે છે ત્યાં બુદ્ધીધનનું કુટુંબ-પુત્રી અલકકીશોરી પુત્રવધુ કુમુદસુંદરી વિગેરે શીવદર્શન કરવા આવે છે. સરખી સાહેલીઓનો સુંદર આનંદ, એટલામાં દુષ્ટ કારભારી શઠરાયની પુત્રી ખલકનંદા અને તેના પુત્ર દુષ્ટરાયની સ્ત્રી રૂપાળી શીવદર્શન કરવા આવે છે. બિચારી દુનિયાને ન જાણનારી અને માત્ર લાડમાંજ ઉછરેલી અલક તે નણંદ ભોજાયને જોઇ મોંમરડે છે બૈરાઓને વેર અગ્ની આખરે સરસ્વતીચંદ્ર અને કુમુદની મળીઃ દ્રસ્ટોદ્રષ્ટ.

**પ્રવેશ ૨**—સુવર્ણપુરનો દુષ્ટ કારભારી શઠરાય તથા તેનો પાપી વિષયાંધ ફોજદાર દુષ્ટરાય પ્રજાઉપર કેવો જુલ્મ વરસાવી પોતાના ઘર ભરે છે તે ચીત્ર અહીંથી શરૂ થાય છે તે નીચ શેઠના નીચ નોકરો મેરૂલો અને માવો એક વાણીયા વેપારીને પકડી તેની પાસે જોર જુલમથી દશ હજારની ચીઠી લખાવી લે છે, ત્યાં સુવર્ણપુરનો રાણો ભુપસીંહ આવી પહોંચતાં તે જમદુતો ભાગી જાય છે, ફરીયાદ રાણા તથા બુદ્ધીધનનું તેને આશ્વાસન પાછળથી બુદ્ધીધન નવીન નામધારી સરસ્વતીચંદ્રને પોતાના અતીથી તરીકે ઘેર તેડી જાય છે, સરસ્વતીચંદ્ર પ્રેમ સમસ્યામાં

**પ્રવેશ ૩**—રાજકારભારીઓની રાજ ખટપટ, જે બુદ્ધિમાન તેનો વિજય શઠરાય અને દુષ્ટરાયનો બુદ્ધિધન ને પાયમાલ કરવાનો પ્રપંચ અંદરથી બુદ્ધિધનનો પણ ઉપરથી શઠરાયનો વિશ્વાસુ બની રહેલો નરભેરામ પાસે બુદ્ધિધનને પાયમાલ કરનારા બનાવટી કાગળો લખાવે છે અને પછી બુદ્ધિધનને ખબર આપવા જાય છે.

**પ્રવેશ ૪**—સુધારાના ઉપરનાજ ડોળમાં ભરમાઈ રહેલા સંસાર જ્ઞાનવિહિન પ્રમાદધનનો પ્રથમપ્રવેશ, તેની નરભેરામ સાથેની કેટલીક વાતચીત, ત્યાં સરસ્વતીચંદ્રને લઈ બુદ્ધિધન આવે છે, પ્રમાદ અને સરસ્વતીચંદ્ર ગયા પછી નરભેરામ અને બુદ્ધિધનની વાતચીત. નરભેરામે લખેલા કાગળોની નકલ બુદ્ધિધનને આપે છે કે જે પહેલાથી રાણાને બતાવી તરકટી કારભારીનું તરકટ ખુલ્લું કરી શકાય.

**પ્રવેશ ૫**—કારભારીનો જુલમ અને પોતાના રાજ્યમાં થતો અન્યાય નજરેનજર જોવા રાણા ભુપસિંહ વાણીઆને ફરીઆદી કરી પરદેશીના વેશમાં કારભારી પાસે આવી ન્યાય માગે છે. ઉલટો ચોર કોટવાલને દંડે એવો ઈન્સાફ ફોજદાર તે વાણીઆની સ્ત્રીને પકડી મંગાવે છે, વાણીઆનો શાપ દુષ્ટરાય વાણીયાની ઉપર જુલમ કરવા જાય છે રાણો તેને બચાવી છુપા વેશમાં ચાલતો થાય છે.

**પ્રવેશ ૬**—નવીનચંદ્ર નામધારી રહેલા સરસ્વતીચંદ્રજ છે તેવી કુમુદની શંકા—વનલીલાનું આવવું અને નવીનચંદ્ર તથા અલક-કિશોરીની ચેષ્ટા જોવા આવવાને કહેવું કુમુદનો શોક અને જો તે

ખરૂંજ હોય તો કોઇપણ રસ્તે તેને પાપ કરતો અટકાવવાનો દૃઢ નિશ્ચય.

**પ્રવેશ ૭**—કોઇ પણ ચોખ્ખી વસ્તુમાં જે કંઇ પડે છે તે એકાકાર થઇ જાય છે. શુદ્ધ હૃદય જે પણ વસ્તુ ધારણ કરે છે તે મય બની જાય છે. ઉપકારના ભારથી દબાએલી અલક અતિથી સરસ્વતીચંદ્રની સુશ્રષા કરતાં મોહમાં પડે છે પણ સતિઆઓનું સત્ય પ્રભુ રાખે છે.

---

# અંક ૨ જો.

**પ્રવેશ ૧**—અંતે ધર્મનો જય અને પાપનો ક્ષય. શઠરાય અને દુષ્ટરાયનો પાપનો ઘડો ફુટે છે. દુષ્ટરાય ઘેર છટકી જવા પામે છે. પણ શઠરાય પદભ્રષ્ટ થઇ દેશનીકાલ થાય છે.

**પ્રવેશ ૨**—આપણામાં કહેવત છે કે બીલાડીને ખીર પચે નહી. પ્રધાનવટુ બદલાતા બુદ્ધિધનના પુત્રે પ્રમાદને પણ ત્રણશો રૂપીઆની જગ્યા મલી છે. અમલદારીના અમલનો નિશો.

**પ્રવેશ ૩**—જેના ભાઇ બગડેલા તેના બાઇ સાત બગડેલાં રૂપાળી તથા ખલકનંદાની મેરૂલા સાથેની દુષ્ટલીલા, વાણીયાનો શાપ ફળ્યો. દુષ્ટરાયનું પોતાના ઘરનું પોગળ નજરો નજર જોવું. મેરૂલા તથા રૂપાળીનું ખુન. ખલકનંદા છટકી જાય છે. રાજાના માણસો પકડવા આવતા દુષ્ટરાય ભાગી છુટે છે.

**પ્રવેશ ૪**—સ્વાર્થ અને નર્ક બન્નો દુન્યામાંજ છે. કીધેલાં

કર્મનો બદલો ખલકનંદાને માણસો મારે છે, તેના હાથમાંથી કુમુદ તેને બચાવી પોતાની પાસે રાખે છે.

**પ્રવેશ ૫**—અહીં વધારે રહેવું યોગ્ય નથી એમ ધારી સરસ્વતીચંદ્ર વિદાય થાય છે. કુમુદ તેને મુંબઇ જવા અથવા પોતાના પિતા પાસે રત્નપુર જવા કહે છે. કુમુદને મુર્છિત અવસ્થામાં છોડી ચંદ્ર જાય છે. મુર્છામાંથી જાગૃત થતાં કુમુદ તેના અવિવાહિત અવસ્થાના પ્રેમપત્રો બાળી મુકે છે, કે જેના કટકાઓ પવનથી ઉડી ત્યાં પડે છે. કુસંગથી વેસ્યાગામી થએલો પ્રમાદ પદમા નામની વેશ્યા સાથે દાખલ થાય છે. તેજ જગ્યાએથી મળેલા બે કાગળના કટકા ઉપરથી પદમા પ્રમાદને ઉશ્કેરે છે. કુમુદને ફીટકાર અને ત્યાગ.

**પ્રવેશ ૬**—કારભાર જવાથી ભુપસિંહ અને બુદ્ધિધન ઉપર ક્રોધે ભરાયલો શઠરાય અને દુષ્ટરાય બારવટું ખેડે છે. દુષ્ટરાય અને શઠરાય તે સુવર્ણપુરની વણઝાર લુટે છે. ચંદ્ર કે જે ગાડાની સાથેજ છે તે વચમાં પડતાં ઘાયલ થાય છે, પાછળથી બાવાઓ ચંદ્રને શુદ્ધીમાં લાવી પોતાની સાથે લઈ જાય છે.

**પ્રવેશ ૭**—બહારવટીઆ, બાપ દીકરાનો છેલ્લો પ્રયત્ન કરવાનો ઠરાવ, કાં તો મરવુ કાંતો કુમુદને કેદ કરી દુશમન ઉપર બદલો લેવો, બારવટીઆઓ કુમુદનો રથ ઘેરે છે સતસગથી સુધરેલી ખલકનંદા કુમુદને બદલે પોતે દુષ્ટરાયને મારી શઠરાયને હાથે મરે છે

ચંદ્રકાંતની ગોળીથી શઠરાય પ્રાણ મુકે છે. ગભરાયેલી કુમુદ નદીમાં પડે છે. જે બીજે કાંઠે એક યોગિનીના હાથમાં દેખાય છે.

---

# અંક ૩ જો.

**પ્રવેશ ૧**—વિદ્યાવાડીનું ખિલતું કુસુમ, કુમુદસુંદરીની નાની બેન કુસુમસુંદરીની માબાપના લાડકી પુત્રી પહેલા પોતે જોઇ આવેલી અંગ્રેજી નાચ પોતાની બેનપણીઓને શીખવતી અહીં દેખાય છે, બેનનું દુખ જોવાથી પોતે કુંવારી રહેવાનો હઠ કીધો છે, તે બાબતનો સહીપણીઓ તથા તેની કાકી સુંદર સાથે તથા પાછળથી સરસ્વતીચંદ્રને ગોતવા નીકળેલા તેના મિત્ર ચંદ્રકાંત કે જે તેને ત્યાં મહેમાન છે તેની સાથે સંવાદ એટલામાં એક યોગી આવી શમસ્યાની સાખી બોલે છે. ચંદ્રકાંત તે ઉપરથી સરસ્વતીચંદ્ર સુંદરગીરી ઉપર છે તેમ વરતી જાય છે. કુસુમ તેજ સાખીમાંથી કુમુદ પણ ત્યાં છે એમ વરતે છે. દરેક તેને મળવા જાય છે.

**પ્રવેશ ૨**—કુમુદ ઘર છોડી જવાનું ખરૂં કારણ બુદ્ધિધન પાસે બહાર આવે છે બુદ્ધિધન પ્રમાદને તેની ભુલ ગણાવી ઠપકો આપે છે પ્રમાદનો પશ્ચાતાપ અને આપઘાત—

**પ્રવેશ ૩**—જુદે જુદે રસ્તે પણ એકજ ઠેકાણે પાછાં મળતાં અંતરના પ્રેમી, તેઓનું હૃદયગાન, ચંદ્ર કુમુદને તેના પતિના

મરણુ સમાચાર આપે છે. કુમુદનો વૈધવ્ય સંસ્કાર વાસનાનું ભસ્મીભુત થવું.

**પ્રવેશ ૪**—ચંદ્રકંત અને સરસ્વતીચંદ્રનું મળવું ચંદ્રકાંત સરવતીચંદ્ર પાસે વચન લઇ તેને કુસુમ જોડે પરણવા કહે છે. બહેનનું મળવું, કુમુદ કુસુમનું વચન લઇ તેને ચંદ્ર જોડે પરણવા કહે છે. કુંવારી કન્યા કબુલ થાય છે.

**પ્રવેશ ૫**—આજે મણીરાયની છાવણીમાં પોતાના પ્રધાન વિદ્યાચતુરની દીકરી કુસુમના લગ્નની ખુશાલી મુંબાઇથી લક્ષ્મીનંદ શેઠ અને સુંવર્ણપુરથી અમાત્ય બુદ્ધિધન આવ્યા છે. મહેમાનોના સમક્ષ કુમુદને હાથે કુસુમ અને ચંદ્રનો હસ્તમેલાપ



ૐ શ્રી હરિ

# સરસ્વતીચંદ્ર નાટકના ગાયનો.

---

## પ્રાર્થના પ્રારંભ

શિવ શિવ પરમ દયાલ પાહિ પાહિ.
શાંત દાન્ત, ત્રાતા શરણું પદ સેવા.
પરમ સુખદાઇ
પાલક પિતૃ માત છો બાલ હિત ચાહી—
વરદાયક વર દ્યો જય વરવા
શ્રીવર એ અભીલાષ,
વર પામી પંગુ ધરે
ચહડવા ગિરિવર આશ
દિન શિશુની સ્તુતિ ધરીને પ્રભુ શાંતિ,
સુખશાંતિ વિશ્રાંતિ, અરપો શ્રી વરદાઇ.—

સરસ્વતીચંદ્ર—

ઓહો કરમગતિ, પલટી મતી મારી
તજી નગર ઘર, દુર સ્વજનથી
ઉર રહી ફિકર ભારી, તજી સુકુમારી—
ચંદ્ર કુમુદ તજી કુબે ક્ષીતીજમાં
રજની કરી અંધિયારી દીન દુઃખીયારી

કુમુદ તથા સાહેલીઓ—૨

હળીમળી સહુ આલીરે પ્રીતે રીતે યજન ઉમાવરનું કરીએ.
મૃગમદ ચંદન અગર સુગન્ધિત ઉત્તમ વિધિને આદરિએ.
વ્હાલ ધરીને વામાઓ વ્રત્ત ધરે.
શંકર તે પતીને સુખ અરપે આ ..............

સ્રીનો સૌભાગ્ય હાર, સ્વામી શણગાર...
એ સુખ અખંડ સદાશીવથી મળનાર છે
એવું જાણી શાણી સ્નેહે, સ્મરીએ આ.................

ભવ ભવ કારણ; ભવજલ તારણ,
સદાય ચરણ શરણે ચિત ધરીએ;
શિવ ભક્તિ વર સુખદાયક,
વ્હાલે વર વાંચ્છિત વરીએ આ.......................

કુમુદ તથા સાહેલીઓ—૩

સજી અંગ ફુલોના સોળ શણગાર
પ્રિય પતી રતીવતી કર અભિસાર
આ વસંત સાર અનંગ બહાર, આવાર
આલીંગન ગુંજન, સુખદ પ્રભંજન,
પ્રીયજન રંજન, સુમન સુવાસ
કરીશ વીલમ્બન પ્રીયપતી—સંગમ

રસ આલમ્બન વીવીધ વિલાસ
ધરી અભીલાષ, ચાલ ચાલ સખી;
હાવભાવ ધરી લઇ લે જીવન લ્હાવ

મન મુઝાવ નહી સખી આમ
ખસો હસો સતાવો નકામ;
હા અલી નવ બન વિકળ લગાર.

નરભેરામ— ૪

છળ બળ કરી અજબ જમાવું રંગ
શઠ નટખટની ખટપટ સઘળી કરીશ પલકમાં ભંગ
સજ્જન જનને વ્યર્થ પ્રયોજન પીડે નીચ કમજાત
ગર્વ તેમનો સહજ હું તોડું,
અવસર મળતાં અવસ્ય ન છોડું;
દુરજન એ મચ્છરની નીચ કરણી નફટ ઘણી
ઝેરી એ વીકાળ સાંપ;
પાપની પ્રતિમાં (છે) સાક્ષાત.

( કોરસ )

સહાય પ્રભુ તણી સત્યને છે ઘણી, અરજ ગરીબની
પ્રભુ કૃપાલ, દીન દયાલ, હૃદય ધાર, હે જગત ધણી

નરભેરામ—

પાપીનાં મોહડાં કાળાં, સતીઆની બોલ બાલાં,
થન થન કુટિલ મન શું કરે તનમન કરી લે તું ભલે
દોરી છે સહુ તુજ હાથમાં જગનાથના,
શું કરે ભલા વૃથા બડાઈ પ્રભુ કરતા, જગધરતા સંહરતા
અદ્દલ ઇનસાફ તેના હાથમાં નાદાન કર ગુમાન્તા
પાપીની ધારણા થાય અંતે ધુળધાણી
તજ શઠતા, દુર્જનતા, મન ક્રૂરતા નીષ્ઠુરતા,

સરસ્વતીચંદ્ર—

માનસ–સરમાં ઉછરેલી તું દિવસ કેમ અહીં કહાડે (ધ્રુવ)
સારસ શુદ્ધ તરે વીકસેલા, અલી કુલ ગુંજા માંડે ..માન
માઠી ગુંજા એ સરી જાતાં, સુરભી પરાગની માહે
સુરભી પરાગ કરે સુરભી ખરી, પ્રસરે સકોલ પ્રવાહે માન
એ માનસ સરમાં ઉછરેલી ! પડી અહીં તું આજ.
મલીન દેડકા ભર્યાજ ખાડામાં પડી હંસની હાય !
માનસ સરમાં ઉછરેલી ! તુજ દીવસ કેમ અહીં જાય

સરસ્વતીચંદ્ર ભાગ ૧ પા. ૬૪

કુમુદ—૭

કોને કહું જઈ અંતરની વેદના આ
ખોલી બતાવું કે શું અંતરના ભેદનાના
દુનીયા જાણે સુખી છું સુખના પડદે દુઃખી છું
હસતા સાથે હસું છું હૃદયે રોઈ મરૂં છું
મન ક્યાં અટક્યું મ્હારૂં તન ક્યાં આ પટક્યું ખારૂં
ખ્યારૂંતે ખારૂ સર્વ સમજી લેવુ સહુ સારૂ
મનમાં બળ્યાં રહીયે મનમાંરે કહો જઇએ ક્યાં ?
મનમાં અમથુ, મુઝાય દીલનું દુખ દુરના થાયે
સંભારે વધતું જાયે જાણે તો હાંસી થાયે
ભાગ્ય નાવ ભવ સીંધુમાં લાવી અટકાવ્યું
કર્મ વાયરો જ્યાં ખેંચે ત્યાં સહુએ ખેંચાવું

કુમુદ—૮

પ્રીતિ કરી શું તરછોડી પરદેશી
હાં છોડી પરદેશી હાં છોડી પડદે

ત્યાગી કુમુદ વન ભટકી ઓ ભ્રમરા,
આવ્યો અહીં શું ફરી દોડી પરદેશી,
હાં દોડી પરદેશી હાં દોડી પડદે.

ઉડીજા ઉડીજા પંખી મુસાફીર,
રૈન રહી છે હવે થોડી પરદેશી,
હાં થોડી પરદેશી, હાં થોડી પડદે

અલકકીશોરી—૯

શીતલ ચંદ્ર જેવું વદન કાન્તીમાન,
નયન મીચી લે તું શાંતીથી વીરામ.
જાણે જઇ ભેટું એવા ઉમંગકા આવે છે,
બોલું કંઈ બોલું ત્યાં તો શરમ દબાવે છે,
કાંઈ કાંઇ અંતર થાય, થાય થાય ના રહેવાય
થર થર થર કંપેકાયો, સ્વર થરડાએ છે,
ચાલુ ત્યાં ચર્ણો અન્યોઅન્ય અથડાએ છે
લાગી લાગી હાં સ્મર લ્હાય લ્હાય લ્હાય અસહાય
જાગોજી જાગો વ્હાલા નિદ્રા વીસારી દો.
રાગી થઈ ત્યાગી વ્હાલા ત્યાગી સમાણી દો,
લળી લળી લાગું હું પાય પાય પાય હોણું વાય

કુમુદ——૧૦

પ્રભુનાં ચરણથી ગંગા અવતરીરે
એ તો ઢળી ગઇ શંકરના શીરમાંજ;
ઓ ગંગા રે—શુદ્ધ રંગા રે,
રે ઢળી ધરણી ધુળમાં ભ્રષ્ટ થઈ ગઇ ત્યાંજ
ગંગા સરીખાં નીર્મલ મનમાંરે,
ઓ હું વારીગજ, ભરશો ન કાદવસાજ
એ ચંદારે—મતી મંદારે,
એ અણુઘટતા મારગ ચતુર ન ભરે રાજ;

# અંક ૨ જો.

કલાવતી—૧૧

મને પ્યારી લાગે હાંરે છબી સુંદર મોહનવરની
મોર મુકુટ પીતાંબર સોહે ગલે વીજયંતી માલા
વૃંદા વનમાં રસ રમે હરી રાધા રમણ રૂપાળા,
રસિયા રસ તરસ્યા રસિલીના રસિક અધર ચુમંતા.
પીન પયોધર મરદન કરી હરી ભાવથી ભુજ ભરંતાં.

પ્રમાદ—૧૨

આનંદ આનંદ આજ દીવાળી
સુર્ય ઉગ્યો છે મંગળમાં,
અતિ ઉમંગ રંગે સંગે,
હરે ફરે સ્નેહી મંડળમાં.

શઠ હઠ ખટપટ કરી કરી થાકો,
હાર્યો અંતે છળબળમાં.

પદવી દીવાનની પિતુ પામ્યા,
અધિકાર ઉપર ફડકડ જામ્યાં,
કરશે સલામ સરવે સામા.
અમને ઝુકીને અહાહા.

રૂપાળી ખલકનાંદા મેરૂલો—૧૩

આજ રંગ લહેરી સંગમાં ઉડાવીએરે
પ્રેમઝુલે પ્રેમીને ઝુલાવીએ, પ્રીતરીતે હૃદયને રીઝાવીએ.
છેલ છબીલાથી સ્નેહી રંગીલાથી સ્નેહ ઉભરાવીએ.
વાહવા ખીલી મજાની મનમાંની જુવાનીની બહાર,
બહાર એળે ન એ ગુમાવીએ.

અરે વાહ મોજ ઉડાવો,
હવે બસ ના વખત વીતાવો,—
લીલા રચાઓ રસિકા આવો આવો હાં—
રૂમી પ્રિતિ રંગમાં રંગાવો
કાન રાધાની રંગત જમાવીએ, પ્યારાને પ્રીતે
રૂડો કાનુડો બનાવીએ.

ઘડી રીસાવીએ, વળી મનાવીએ, ( ૨ )
વાહવારાધા રૂપાળી ભાવે કુંજવાળી ક્રીડાને અહીં ભજાવીએ.
ચંદ્રભાગા રૂપાળી ભાવે કુંજવાળી ક્રીડાને અહીં ભજાવીએ.

કુમુદ—૧૪

સુખમાં નવ હુંપદ આણીએ
દુઃખીયાંના દુઃખ કંઇ જાણીએ
દુઃખીયાં ને સુખીયા પ્રાણી એ,
પ્રભુના સહુ બાળ માનીએ.

અપકાર ઉપર ઉપકાર કરે તે માનવી દેવ પ્રમાણીએ.

કર્મ બીજાનાં જોઇ.

ધર્મ પોતાનો જોઇ
આશ્રીત નવ હણીએ.
પશુઓ પર પણ ઉપકાર કરતાં
પરમારથ કારણે દેહ ધરતાં.
નિયમ અચળ પાળીએ.

કુમુદ—૧૫

દીધા છોડી પીતા માતા, તજી વ્હાલી ગુણી દારા;
પીતા કાજે તજી વ્હાલી, ન માની વાત મેં ત્હારી—
પ્રીયાના આંસુ હું ભાળું ન એ રહેવાય જોવાય
હવે તે દેવી રોનારે, અધિકારી ન લ્હોવાને
અહો ઓ જીવ મ્હારારે, દઈ આ દશ દારાને,
ઘટેના વાસ સંસારે, ઘટે સંન્યાસ તો ત્હારે.
હતી લક્ષ્મી હતા તાત હતી વ્હાલી હતા ભ્રાત
નહી ત્યારે નહી કાંઇ ન લેવું સાથ કંઈ સાહી

જહાંગીરી ફકીરી એ, લલાટે છે લખાવી મ્હેં
પ્રજાએ હું નૃપાળે હું ઉરે આ એકથી તું તું

સરસ્વતીચંદ્ર ભા. ૧ પા. ૩૩૩

કુમુદ—૧૬

ચંદ્રવિરહાગ્નિ વરસાવી—
કરી મુગ્ધ કુમુદ આ બાળા બિચારી હો
દુઃસહ દવમાં જીવતી બાળી
આમબિંદુની આશા ભરી રાખી ચકોરી તલસતી
આ રાત્રી પ્રિયતમ ચંદ્રવિરહે કાલરાત્રી દર્શતી.
હે ચંદ્ર આવો યોગ રચતાં કોઇ ન રોકે આપને
વિશ્વાસું જનનો ઘાત કરતાં પામીએ બહુ પાપને,
એ વાત હૃદયમાં ઉતારી વિચારી
ગરીબ ગવરી જીવથી મારી —

પદ્મા તથા પ્રમાદ—૧૭

રસીલી મતવાલી આંખલડી ભરી લાલી,
રે લાલા રંગીલા રંગભીના કે રજની કયાં જઈ ગાળી.
રસિક રમણી મન નવ તું અધિર થા,
જાઓ જાઓ કાલામાલા શાના કરો કાલાવાલા ?
શયન ભુવન મેં શુંગાર સાજથી સજાવી,
જાઈ જુઈ ડોલર ગુલાબ પુષ્પે સેજ બિછાવી,

વ્હાલા તમારી જોતાં વાટ રાત એમ વિતાવી,
અમને રાખી અહીં અંતારીયાળ ક્યાં રામા રોઝાવી
સેવક હાજર તુજ સેવામાં મન સરવરની તું પદ્મા

વિષ્ણુદાસ તથા તેના શિષ્યો.—૧૮

અયસે પાપી નર હોવેગે કલજુગમે
પગડી બાંધે પેચ સંવારે ઠુંમક ઠુમક પાવદેંગે,
ગલિઓંકે બિચ ફિરે બાવરે—
નાર પરાઇ પાપી તકત ફીરેંગે—
ભુખે પ્યાસે સાધુ આવે ચપટી ચુન ન દેંગે,
સાલા સસુરા રોજ જમાવે.
ભાઇઓસે પાપી રાડ લડેંગે
લાલ સ્તંભ લોહેકા ધખાકે ઉસકે સાથ બંધેગે.
તુલસીદાસ ભજો ભગવાનાં
પાપ પુન્ય દોના સંગ ચલેંગે—

સરસ્વતીચંદ્ર—૧૯

અલખ લેહ લાગીરે જગતની માયા હવે ત્યાગી
જનમી જીવ જંજાળે જીવન વ્યર્થ ગયું.
માનવ તન આ ધરી ન સુકૃત્ય કાંઈ થયું,
હાય વોય હરઘડી કરિ જીવ બની સ્વાર્થમાં અંધ.
માયા મોહ નીશા અંધારે ન સુઝયો સારો પંથ

શું ધન ધરણી ધામ યુવા રૂપ રંગથી
વસતી વાડી બાગ બંગલા પ્રસંગથી
વીજળીના ચમકાર સરીખો માયા મય સંસાર
અલ્પ ઘડી આરામ માટે નહી મન ફાંફાં માર

---

# અંક ૩ જો.

કુસુમ તથા સાહેલીઓ—૨૧

પરણીને પરવસ થઇ રહેતું, પીંજરમાં પુરાતું,
સુખમાં ફરતાં સ્વતંત્ર જીવને બંધનમાં બંધાતું,
પરણીને પસ્તાતું વાગી પાછું રડાતું.

રસભોના રંગ રસાયા સાથે રસમ. રસમય
અધર સુધારસ પ્રોતી અમૃત પીવ અને પાતુ.
પરણી લહાણુ કમાવું સુખી સંસારે થાતું
ભોગ તેટલા રોગ સમજવા વિષય વિષ નવ ખાતું.
ઝેર હળ હળ અમૃત માની નવ પીતું નવ પીવું—
રચી ઇશ્વરે સૃષ્ટિ એવી પાપ ગણે તું શાની ?
શીલ સાધું યોગેશ્વર તો એ રાખે સંગ ભવાની—
રહી ગારગી બાલ કુંવારી, સરસ્વતી પણ સાથે,
પ્રવીણે પણ પતિને પરણ્યાની પીડા ન લીધી માથે.—

સગાંસહોદર વસ્તી વાડીએ સંસારના લ્હાવા,
સ્નેહી સંબંધી છાંયાં છોરૂ લક્ષ્મી લાભ કમાવા—
નહી લ્હાવા એ લ્હાળા સમજું, સ્નેહી નહી સંતાપે,
રહું એકલી યોગી જેવી જપી અજંપા જાપો.
દ્રઢયોગી પણ ભોગી બનીયા માયામાં લપટાયા,
ચંચલ મનના ચકડોળે ચઢી ભલ ભલા ભરમાયા—
સુંદર વનની કુસુમ કલી તું બની હાર હઇયાને‍ા,
રસિકતણે હ્રદયે વળગી કર સફળ હેતુ જીવ્યાનો.

કુમુદ— ૨૨

હું પરણું કદી નહિં પીડા ધરૂં નહિ શીરે કદાપી સંસારની
રહું બાલકુંવારી સદા બ્રહ્મચારી હું ભક્તિ કરૂં વિશ્વાધારની
પ્રીતિતણા પિંજરવિષે પરવશ થઇ પડવું નહી
સંબંધીઓના બંધની એડીથી તન જડવું નહી
આ નાટકી સંસારની દુગ્ધા મહી પડવું નહી
અમૃત ગણીને વિષય વિષ પીવાનું મન કરવું નહી
જુઠી માયા અંધેરમાં હું પડું નહી રહી વાત હ્રદય વિચારની

કુસુમ ચંદ્રકાંત— ૨૩

વિશ્વનાથ પ્રભુ મંગળ કરતાં સંકટ સર્વ નીવરો.
દીન જનના અંતરમાં આશ્રય છે એક તમારો

શાંત રહી તમે વખત વીતાવો, ચિંતા લગીર ન અંતર ધારો
અરજ હૃદય ધરો
આ કુસુમની અરજ હૃદય ધારો
મનમાં ચિંતા અતીશ થાય—
મારી એ અંતરની વ્હાલી, સુખી સુખી દેખીને અંતર હુલાસીએ
મારાં આ નયનોની પ્યારી; કામુદીએ કુમુદ જોઇ દિલ હાંસીએ
એક બીજાનાં અંતરની વિકાસીએ
પ્રભુ કૃપાલ દીન દયાળ કરજો વાર—
અરજ શ્રીપતી ઉર શાંતિ કરજો જય જયકાર—

સરસ્વતીચંદ્ર—૨૪

માયાની લાલચ માંહી મન મારું રહ્યો લલચાઇ
તૃષ્ણાના તારે તણાઇ આ તન ગયો લપટાઇ.
પ્રીતીના બંધન મોહ મારે ફસાઇ.
મોહનાં તિક્ષણ તીર અપાર વિંધાઇ.
ભ્રાંતિ જ્ઞાને ભરમાઇ આ પ્રેમ ને મુઓરે મુંઝાઇ.

કુમુદ—કુસુમ ૨૫

થા પ્રિય કુસુમ હૃદય ધરી
પતીની નેત્રમણી થઇ રહે મનહરી—
વરબાળા વૃત વિસારી—

બ્હેન વચન તમ હિતકર માની.
પતિચરણામ્બુજ સેવી
ભતી ભા સૌભાગ્યવતી સુખદા —થા;
ગતિ પતિ પ્રભુ અહદેવી.
રહે સુખી સાગર સગંમ પામી
ઘેલી ગંગા ગવરી



ઈ. સ. ૧૯૧૧ના ઈંગ્લીશ કૉપી રાઇટ એક્ટ તથા ૧૮૬
ના જુના એક્ટ મુજબ આ નાટક રજીસ્ટર્ડ કરાવી
પ્રકાશકે સર્વે અધીકાર પોતાને સ્વાધીન રાખ્યા છે,
માટે તેમની આજ્ઞા કે અનુમતી વિના કોઈએ
ભજવવું, ભજવાવવું, છાપવું કે છપાવવું નહિ